નિમકહરામ

# નંદસિંહનું કાવત્રું

અને

# કપટ જાળ.

## વિજયસિંહનો

અંતે સત્યનો સૂર્ય પ્રકાશ.

ભાગ ૩ જો.

મનોરંજન અદ્ભુત રસની વાર્તા.


રચનાર,-પ્રાણશંકર મહાશંકર રાવળ.
ધીકાંટા—અમદાવાદ



છપાવી પ્રસિદ્ધ કરનાર.
પંચાલ શિવલાલ દયારામ.
રતનપોળને નાકે—અમદાવાદ.

શ્રી "સત્યનારાયણ" પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મોતીલાલ
કાળીદાસે છાપ્યું. પીરમશા રોડ—અમદાવાદ.

સંવત ૧૯૬૮ સન ૧૯૧૨
આવૃતી ૧ લી મુલ્ય મફત. પ્રત ૨૦૦૦.

# નિમકહરામ

# નંદસિંહનું કાવતરૂં

અને

# કપટજાળ.

---

નેપાળના મહારાજા ઈંદુકલશે નંદસિંહને બસે શૂરા સીપાઈની ટુકડી આપી, અને તેનું અધ્યક્ષપણું નંદસિંહને આપી નેપાળની તળેટીમાં રહી રાહદારીઓને લૂંટી જુલમ કરતા તથા ત્રાસ વરતાવતા એ ત્રણ લુંટારૂઓ અને તેમના સાથીઓને પકડવાનો હુકમ કર્યો. બહાદુર નંદસિંહ લૂંટારાના ત્રાસથી ભય ન પામતાં, મહારાજાનો હુકમ માથે ચડાવી બસે શૂરા સીપાઈની સરદારી લઈ જુલમી લૂંટારાઓને પકડવા નીકળી પડ્યા. લૂંટારાઓનું રહેઠાણ કોઈ સ્થળે સ્થિર નહોતું. તેઓ રાહદારીઓપર લૂંટ કરી ડુંગરોમાં ક્યાં અદ્રશ્ય થઈ જતા હોવાથી નંદસિંહને તેઓને પકડવાનું કઠીણ થઈ પડ્યું. તોપણ તે બહાદુર સરદાર તરીકે હિંમત ન હારતાં દ્રઢાગ્રહથી લૂંટારાઓની પુંઠે પડ્યા અને પાંચ માસની મુદતમાં તેમને વારાફરતી બંધીવાન બનાવી મહારાજા ઈંદુકલશની સમક્ષ હાજર કર્યા. આથી મહારાજા તેમનાં પર ખુશી થયા અને દરબાર ભરી નંદસિંહને પુષ્કળ માન સાથે પોતાની સુંદીરપુર તાલુકાની જાગીર બક્ષીસ આપી. જેની

ઉપજ રાજની ખંડણી બાદ કરતાં પચાસ કરોડની હતી. નંદસિંહની સાથે તેમનો જે વિશ્વાસુ નંદ કોઠારી હતો તેણે અત્યારે પણ નંદસિંહનો સાથ છોડયો નહોતો. તે વખતે તેને કેટલાક લોકો તથા શીપાઇઓ નંદસિંહ ઠાકોર કહીને પણ બોલાવતા હતા.

ત્યારે આ રાજા છે તે નંદસિંહ ઠાકોર તો નહી ? વિજયસિંહે અધીરાઇથી સવાલ કર્યો.

ના, ભાઈ! ના. તમે એકાએક વચમાંથીજ તર્ક ન બાંધો. હજી પુરૂ સાંભળો તો ખરા ! કેશરીસિંહે પોતાનું વૃતાંત આગળ ચલાવ્યું. એ ભલા અને ભોળા નંદસિંહની ઉતરેલી જુતી ને લાયક પણ આ ઢગલબાજી પાપી રાજા નથી. સુંદીરપુર પ્રગણાની જાગીરનો વહીવટ કરવાને સારૂ રાજ્ય તરફથી એક અધીકારી મોકલવામાં આવ્યો તે દર વરસની ઉપજમાંથી રાજાની ખંડણી બાદ કરતાં બાકી જે કાંઇ રહે તે નંદસિંહને આપવામાં આવતું. નંદસિંહની કીર્તી દિન પ્રતિદિન વધતી જતી ચાલી. એક દિવસ મહારાજા સિંહના શીકારમાં સપડાઇ પડેલા ત્યાં તે બહાદુર સરદારે સિંહને ઠાર કરી મહારાજાના પ્રાણ બચાવ્યા, આથી મહારાજા તેમનાપર અત્યંત પ્રસન્ન થઇ તેમને પોતાની સેનાના સેનાપતીની પદવી આપી. નંદસિંહે તે પદવી ખુશીથી સ્વીકારી, અને પોતાની સ્થિતિ સારી થતી જોઇ નંદકોઠારીને મોકલી પોતાની સ્ત્રી તથા છોકરાંઓને નેપાળ પોતાની પાસે બોલાવી લીધા, અને તે સુખી કુંટુંબ સુખમાં દિવસ ગાળવા લાગ્યું.

સુખના દિવસો સુખમાં ને સુખમાં જવા લાગ્યા. ચારેક વર્ષ એમ વિત્યા કેડે નેપાળપર એકાએક ટીબેટનો રાજા ચઢી આવ્યો. ટીબેટના રાજાની જબરી સેના નેપાળ ભુમીને ગજાવવા લાગી ને

પાલેશ્વર મહારાજા ઈંદુકલશ તેનાથી જરાએ ન ડરતાં તેનાં સામા લડવાને તૈયાર થયા અને નંદસિંહ સેનાપતીને લશ્કર તૈયાર કરવા વરધી આપી. આજ્ઞાનો અમલ થયો. નંદસિંહે સેના તૈયાર કરી. મહારાજા ઇંદુકલશ લશ્કર લઇ નંદસિંહ સાથે ટીબેટના રાજાના સામા લઢવા ચાલ્યા. રણસંગ્રામમાં બન્ને સેનાના બહાદુર યોદ્ધાઓનું તુમલ યુદ્ધ ચાલ્યું તેમાં નંદસિંહે અનહદ બહાદુરીથી લડી ટીબેટના રાજાનો પરાજય કર્યો, અને તેને નેપાળની સરહદ બહાર નસાડયો. તે એટલે સુધી કે તે દરસાલ નેપાળ મહારાજાને ખંડણી આપવા લાગ્યો. લડાઇનો અંત આવ્યો અને મહારાજા ઇંદુકલશે મોટો દરબાર ભરી નંદસિંહ સેનાપતીને મોટા માન સાથે રાજા બહાદુરનો ખીતાબ આપી તેમની નોકરી માફ કીધી અને સુંદીરપુર પ્રગણાની તમામ જાગીરનો હક્ક વગર ખંડણીએ ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધીને માટે લખી આપ્યો અને સઘળી સત્તા રાજા બહાદુર નંદસિંહને સોંપી, અને તેને સુંદીરપુરના અધીકારીપર એક હુકમનામુ લખી આપ્યું કે તેને સુંદીરપુર પ્રગણાની તમામ જાગીર રાજા બહાદુર નંદસિંહને સોંપી પોતે નેપાળ પાછા ચાલ્યા આવવું.

ત્યારે રાજા બહાદુર નંદસિંહ તે હાલનો રાજા નહી શું ! વિજયે ફરીને સવાલ કર્યો.

અરે ભાઇ ! તમે સાંભળો તો ખરા ! ખરી હકીકત તો હજી પાછળ આવે છે. કેશરીસિંહે ખંડીએર તરફ નજર ફેરવતાં વાત આગળ ચલાવી. એ બધી ગરબડના અરસામાં નંદસિંહની ભલી પત્નીનું મૃત્યુ થયું. તેના શોકમાં ને શોકમાં નંદસિંહને તેના બે પુત્રો અને એક પુત્રી તથા વિશ્વાસુ નંદકોઠારી અને કેટલાક સીપાઇઓને લઇ સુંદીરપુર તરફ રવાના થવું પડ્યું.

બાઇ! મ્હને તો નંદકોઠારી ઉપર વ્હેમ જાય છે કે તે તો આં રાજા ના હોય ? વિજયે શંકા સહીત સવાલ કર્યો.

બાઇ! તમે એકવાર પુરૂ સાંભળો. ખરો ભેદ તો હજી હવે આવે છે કહી કેશરીસિંહે વાત આગળ ચલાવી. લક્ષ્મીનો લોભ લાગતાં નંદકોઠારીના મસ્તકી આકાશમાં નીચ વીચારો ભરાવા લાગ્યા. લોભે દીલમાં પ્રવેશ કર્યો ને રાજા થવાને મન વારેઘડીએ ઉસ્કેરાવા લાગ્યું. દાનત બગડી. બ્હાદુર નંદસિંહનું અને તેના છોકરા છોકરીનું વચમાંથી કોઇ પણ યુક્તિએ કાશળ કાઢી નાખી રાજના ધણીરણી થઈ પડવાના વિચારની ભાંજગડ થવા લાગી. નંદસિંહને કેવી રીતે મારી નાંખી પોતે નંદસિંહ નામ ધારણ કરી રાજા થવું ? ઉમ્મર તો બન્નેની સરખી છે એટલે તે તો વાંધો આવશે નહી, પણ બ્હાદુર નંદસિંહને નિરવિઘ્ને કેવી રીતે મારી નાંખવા તે વિચારમાળાનો મેળ હજી તેના હાથમાં આવ્યો નહતો. જો કે રાજા થવાની ધારણા તેના હૃદયમાં પૂર્ણપણે પ્રકાશી હતી પણ બ્હાદુર નંદસિંહની ધાક તેને એટલી બધી હતી કે પોતાના નીચ વિચારની વાત હોઠ બ્હાર કાઢી શકાતી નહતી. તેને બીજી પણ મુસ્કેલીઓ અને ધાસ્તી લાગવા માંડી. પહેલું તો પોતે નંદકોઠારી હોવા છતાં નંદસિંહ નામ ધારણ કરી રાજા થવું કેમ બનશે ? પોતે નંદસિંહ સેનાપતી નથી એમ કદાચ સુંદીરપુરનો અધીકારી જાણી જશે તો વખતે તેનો મોટો છોકરો વચ્ચે પડી હરકત કરે ને આપણું કરપીણુ કામ નેપાળ મહારાજાને જાહેર કરે તો વિના કારણે મરણને શરણ થવાનો વખત આવે. ત્યારે કેમ કરવું, વગેરે વિચારચક્રમાં તે ભ્રમણ કરવા લાગ્યો.

દુઃખ પછી સુખ અને સુખ પછી દુઃખ, ઉદય પછી અસ્ત

અને અસ્ત પછી ઉદય જેમ વારાફરતી થયા કરે છે તેમ ભલા ને બ્હાદુર નંદસિંહના સુખના સૂર્યનો અંત આવવાનો વખત આવ્યો. નંદકોઠારીના સુખનો સૂર્યોદય થનો હોવાથી, માર્ગમાંજ તેને સારા શુકન થવા લાગ્યા. સુંદીરપુરના અધીકારીના મર્ણના સમાચાર લઇ એક દુત નેપાળ તરફ જતો હતો તેનો મેળાપ નંદકોઠારીને થયો, ને સુંદીરપુરના અધીકારીના મર્ણના સમાચાર જાણી તેના પ્રપંચી હ્રદયમાં આનંદ વ્યાપ્યો ને નંદસિંહનું કાશળ કાઢી પેલા નેપાળ મહારાજાએ લખી આપેલા હુકમનામાના આધારે રાજા થવાનો દઢ નિશ્ચય કર્યો.

ભાવી મિથ્યા નથી થતું. નંદસિંહના પુત્ર પુત્રીના ભાગ્યમાં પરાધીનતાના પીંજરામાં પડવાનું લખેલું હોય તે કેમ મિથ્યા થઇ શકે ? જયારે અવળી દશા બેસે છે ત્યારે સ્નેહી હોય છે તે પણ દુસ્મન થઇ જાય છે. નંદકોઠારીએ પ્રથમ કેટલાક સીપાઇઓને મોટી મોટી પદવીઓની લાલચ આપી પોતાના પક્ષમાં લેઇ લીધા, અને નંદસિંહને તેના ત્રણે બાળકો સહીત જંગલમાં કોઇ સ્થળે મારી નાંખી પોતે નંદસિંહ નામ ધારણ કરી પેલા હુકમનામાના આધારે રાજા થઇ બેસવાનો વિચાર નક્કી કર્યો. પણ વળી તેનું મન ડગ્યું. નંદસિંહ સેનાપતીના ત્રણે બાળકો સહીત એકાએક મર્ણની ખબર નેપાળ પહોંચે તે વખતે મહારાજાના મનમાં શંકા થતાં પાપનો ઘડો ફુટી જાય ત્યારે કેમ કરવું વગેરે ધાસ્તી લાગવા માંડી. પણ રાજ્ય લોભ ગયો નહીં. તેણે વિચાર ફેરવ્યો. નાના પુત્ર પુત્રીને અણુસમજમાં ધારી જીવતા રાખવાનો નિશ્ચય કર્યો અને એક દિવસ લાગ ફાવતો ભલા સરદાર નંદસિંહને ખોરાકમાં વિષ ભેળવી મારી નાંખ્યા અને તેમના મોટા છોકરાને એક ભયાનક જંગલ આવતાં સખત

જખમી કરી એક ખાડામાં ફેંકી દીધો ને નાના છોકરા છોકરીઓને પોતાની સાથે હળવવા માટે તેણે કેટલાક દિવસ જંગલમાં કાઢી નાંખ્યા. સુંદીરપુરની પ્રજા સેનાપતી નંદસિંહને ઓળખતી નહી હોવાથી મહારાજાનું હુકમનામું બતાવતાં પોતાને સત્તા મળવામાં કાંઇ મુસ્કેલી નડશે નહી. નંદસિંહના નાના છોકરા-છોકરીને પોતાના બાળકો છે એમ જણાવીશું એટલે કોઇને શક લઇ જવાનું કારણ રહેશે નહી. એ પ્રમાણે કહી તેણે નંદસિંહનું અને તેના મોટા છોકરાનું કાશળ કાઢી નાંખ્યું. એવામાં કેશરીસિંહને બ્હાર કોઇ બોલાવતું હોવાથી તે વિજયસિંહને બેસવાનું કહી બ્હાર ચાલ્યો ગયો.

વિજયસિંહ એકલો પડતાં તેના મગજમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. અનેક વિચાર વમળમાં ગોથા ખાવા લાગ્યો. પણ તરતજ કેશરીસિંહે આવી વાત આગળ ચલાવી. નંદકોઠારીએ નંદસિંહ નામ ધારણ કર્યું અને સુંદીરપુરમાં પોતાની સત્તા જમાવી, અને નંદસિંહ સેનાપતીના નાના બાળકોને પોતાના બાળકો છે એમ પ્રજામાં જાહેર કર્યાં, પણ પાપી હૃદયને ઇંતરજ મુંઝાવામાં નાંખે છે. તેને પોતાના કોઇ મર્ણ પામેલા મીત્રના બાળકો છે એમ બ્હાર વાત જાહેર કીધી તેથી પ્રજામાં કાંઇક શક પેદા થયો પણ તેથી શું વળે ? નેપાળ મહારાજાને તે વર્ષમાં પાંચ પાંચ સાત સાત વાર નવીન નવીન સુંદર અને મુલ્યવાન ભેટો મોકલાવતો હોવાથી મહારાજાની તેના પર દિન પ્રતિદિન પ્રીતિ વધતી ગઇ. વળી તેના સારા ભાગ્યે મહારાજા ઇંદુકલશ મર્ણ પામ્યા અને તેમની ગાદીએ તેમનો ભત્રીજો ગોપાળસિંહ આવતા તે નિર્ભયપણે પ્રજાપર અનહદ જુલમ ગુજારવા લાગ્યો.

ત્યારે નંદસિંહ ઠાકોર તેજ આ રાજા ખરો કે નહી ? વીજયે

ઘણી અધીરાઇથી પ્રશ્ન કર્યો.

હા, ભાઇ ! તેજ અને તેનીજ પ્રપંચી અને કપટી જાળમાં તમો ફસેલા છો. કેશરીસિંહે બાર દઈ જણાવ્યું. હવે તે નીમકહરામ કપટી રાજા ખરો કે નહી? તેની સાથે હું વૈર રાખું છું તે અયોગ્ય કેમ કહી શકાય ?

વિજયસિંહ વિચારમાં પડી થોડીવાર ચુપજ થઇ રહ્યો. તેના શરીરમાં ક્રોધાગ્નીએ પ્રવેશ કરતાં રૂંવે રૂંવે ક્રોધ જણાવા લાગ્યો. તે દાંત પીસતો અને નેત્રમાંથી અગ્ની વરસાવતો બોલવા લાગ્યો: ખરેખર આ રાજા દગલબાજ અને ઘોર કૃત્યનો કરનાર દુષ્ટ છે. તેની સાથે જરાએ ભલાઈથી વર્તવું ના જોઇએ. હાં, પણ ખરા હક્કદાર નંદસિંહના પુત્ર અને પુત્રી ક્યાં છે ?

શું એ ભેદ પણ મારે હમણાંજ ખુલ્લો કરી દેવો પડશે ? કેશરીસિંહે હસીને જણાવ્યું. તે સાંભળ્યાથી તમને શો લાભ થવાનો છે ?

નહીં ભાઇ ! જ્યારે તમે મારા ઉપર આટલીબધી મહેરબાની કરી છે તો તે ભેદ પણ સાંભળવા મારૂં મન બહુ અધીરૂં બન્યું છે. વિજયે આગ્રહ કરતાં કહ્યું.

ત્યારે જુવો, સાંભળો. ભલાં અને બહાદુર નંદસિંહ સેનાપતિના નાના પુત્ર તો તમે પોતેજ છો. કેશરીસિંહે બાર દઇ જણાવ્યું. અને તમારી નાની બ્હેન ક્યાં છે તેની મ્હને બારેક મહીનાથી પુરેપુરી ખબર નથી.

પોતાનું સઘળું વૃત્તાંત સાંભળી વિજયસિંહની આંખમાં ચોધાર આંસુ આવ્યાં, તેનું અંતઃકરણ ભરાઇ જતાં કંઠ રૂંધાઇ ગયો, અવાજ દબાયો. તેની આવી સ્થિતિ જોઇ કેશરીસિંહનું અંતર પણ ભરાઇ આવ્યું પણ તે વિજયને ન જણાવતાં હીંમત રાખી

બોલ્યો: ભાઇ! હીંમત હારે કોઇપણ કાર્ય થઇ શકશે નહીં. હજી તમારે બહુ કાર્ય કરવાનાં છે. કહી કેશરીસિંહે વિજયના આંસુ લુછી નાંખી તેને શાન્ત પાડ્યો. વિજયે ફરીને પુછ્યું: કેશરીસિંહજી! તમે કાલે મ્હને મારી બ્હેન સંગે મેળવવાનું કહેતા હતા અને આજે બાર માસ થયાં તેની પુરેપુરી મ્હને ખબર નથી એમ શા માટે કહો છો? અરે ભાઇ! ખરેખર તમે મારા ઉપર અત્યંત ઉપકાર કર્યો છે.

હા, તેણી સંગે હું મેળવવાનું કહેતો હતો પણ તેણી વિષેની બરોબર ખાત્રીભરી ખબરો મળી નથી તેથી જ ના કહુંછું. કેશરીસિંહે આગળ ચલાવ્યું. પણ એટલું તો જાણુંછું કે તેને કિલ્લાની અંદરના કોઇ પણ ભોંયરામાં કેદ કરી છે ને તે મહાન સંકટમાં પોતાના દુ:ખી દિવસો કહાડે છે. ગઇ કાલેજ હું તેને છોડાવવા જવાનો હતો, પણ તમારા કેદ થયાના સમાચાર સાંભળતાં તે તરફ ન જતાં તમને છોડાવવા સારૂ આવ્યો, કારણ કે રાજા તમારા જીવનો તરસ્યો છે. એણે પોતાના પુત્રના ખુનનું ખોટું ત્હોમત તમારાપર મુકયું છે એ હું સારી પેઠે જાણું છું. જો મ્હેં તમને ન છોડાવ્યા હોત તો તે નીચ રાજા તમને વળી બીજી આફતમાં ફસાવ્યા વિના રહેત નહીં.

ખરેખર કેશરીસિંહ! તમારૂં કહેવું સત્ય છે. એ નીચ રાજાએ મ્હને તમારા પ્રતી એટલો બધો ભોળવ્યો હતો કે તમને પકડવા મ્હનેજ હુકમ આપ્યો હતો અને હું મારૂં કામ નીમકહલાલીથી-જીવના જોખમે પણ કરવા તૈયાર થયો હતો વિજયસિંહે જણાવ્યું. પણ તમે મારાપર અપકારના બદલે ઉપકારજ કર્યો છે તેનો બદલો હું કેવી રીતે વાળી આપી શકું એમ છું? અરે ભાઇ! પણ મારી દુ:ખીઆરી બ્હેનનું શું તે તો કહો?

તમારી દુઃખી બ્હેનનું નામ વિજયા છે, કેશરીસિંહે ભાર દઇ જણાવ્યું.

ભાઇ ! તેને મળવા મારૂં મન અધીરૂં બને છે. આશા છે કે જલદીથી મેળાપ આપ કરાવી આપશો. અરે દગલબાજી નીચ રાજા ! તારી નીચતાનો બદલો હું કેવી રીતે તને આપુંછું તે થોડા દિવસમાં જોજે, વિજયસિંહ ક્રોધમા આવી જતાં બોલ્યો.

નહીં, નહીં. ભાઈ! તમો એકાએક તપી ન જાઓ, કેશરીસિંહે કહ્યું. હજી તમારી બ્હેનને યુક્તિથી છોડાવવાની છે તે કેમ ભુલી જાઓછો ?

ભાઇ ! તેને આપ વિના કોણ છોડાવી શકે એમ છે? વિજયે ગળગળીત થતાં કહ્યું.

હા, તેને છોડાવવાની મારી એક ફરજ છે એમ હું માનુંછું. કેશરીસિંહે ધીરજથી કહ્યું.

અરે, હા રે હા! મારે એક ખરેખરી વાત પુછવાની તો રહી જાય છે, વિજયે વાત આગળ કહેતાં જણાવ્યું. અમારે માટે આપ રાજાના દુસ્મન બની અમારાપર અનહદ ઉપકાર કરોછો ને સ્નેહભાવ રાખોછો તે આપનું વૃત્તાંત સાંભળવા મારૂં મન અધીરૂં બનેછે.

આ સાંભળી કેશરીસિંહ વિચારમાં પડી ગયો. થોડીવાર મૌન જ રહ્યો. અને કાંઇક વિચારમાળાનો મેળ હાથ આવતાં બોલ્યો: વિજયસિંહજી! મારા વૃત્તાંતનો ભેદ હવે કંઇ ગુહ્ય રાખવાનું કારણ નથી. ભાઇ વિજયસિંહ! આવો એકવાર આપણે સ્નેહથી ભેટીએ. આ સાંભળી વિજયસિંહ આતુરતાથી કેશરીસિંહની નજદીક ગયો. કેશરીસિંહે વિજયને આલીંગન દઇ છાતી સરસો ચાંપ્યો, અને બોલ્યોઃ તમારા મોટા ભાઇને નિમકહરામ નંદકોઠારીએ ઘાયલ કરી જંગલમાં ફેંકી દીધો હતો, પણ તેના આયુષ્યની દોરી તુટેલી નહી

હોવાથી દૈવયોગે ત્યાં સાધુની જમાત આવી ચડી ને તેમના દયાળુ અને પરોપકારી મહંતની દ્રષ્ટી તેનાપર પડતાં દયા ઉપજી ને તેને ખાડામાંથી બહાર કાઢી પોતાની પાસે રાખી કેટલાક ઉપચારો કર્યા અને તે પુન્યશાળી મહાત્માની સારવારથી તેના પ્રાણુ બચ્યા. સારી રીતે સારો થયા પછી તેણે મહાત્માની રજા માગી લીધી. મહાત્માએ તેને ખુશી થઇ રજા આપી અને રજા લઇ છુટો થયા પછી રાજાપર વેરનો બદલો લેવાના વિચારથી તમારો મોટો ભાઇ હું ગંભીરસિંહ લુંટારો બન્યો છું અને રાજાપર લુંટનો ધંધો કરી મારી જીંદગી ગુજારૂંછું. હું રાજા સિવાય કોઇને પણુ હેરાન કરતો નથી. માત્ર તે પાપી રાજાની દોલત લુંટી મારૂં ગુજરાન ચલાવુંછું કહી કેશરીસિંહે વિજયને ફરી આલિંગન દીધું. વિજયસિંહ કેશરીસિંહને ગળે વળગી પડયો. તેની આંખમાં આનંદાશ્રુ ભરાઇ આવ્યાં. કેટલેક વરસે વિજયને મોટા ભાઇનો મેળાપ થયાથી કેટલો આનંદ થયો હશે તે લખવાને કલમ પણુ આનંદાવેશમાં આવી જતાં અટકી પડેછે.

---

४०१४



## પ્રકરણ ૮ મું.

મધ્ય રાત્રીનો સમય થયો હતો. આકાશ કાળા વાદળોથી છવાઇ ગયું હતું, મુશળધાર વરસાદ પડતો હોવાથી માર્ગો ઘુંટણ સુધી પાણીથી ઉભરાઇ જતા હતા, વીજળીઓના ચમકારા વખતો વખત થતા હોવાથી સ્હેજસાજ ઉજાસ જણાઈ આવતો હતો બાકી સર્વત્ર અંધકાર પથરાઇ રહ્યો હતો. પવનના તોફાન સાથે વરસાદનું જોર પુષ્કળ હતું. આવે વખતે એક મનુષ્ય પોતાની પાસે ગરમ કપડામાં નાના બાળકને વીંટાળી છત્રી ઓઢી જતો હતો. તે કાંઇ પણ ગુપ્ત અગત્યના કામ સારૂ છુપાતો જાય છે એમ તેની ચાલ ઉપરથી અટકળી શકાતું હતું. તેના ગમન પ્રદેશનો માર્ગ સુંદીરપુરના કીલ્લા તરફનો હતો. તે માર્ગ અત્યારે જનશુન્ય અને બીહામણો લાગતો હતો. બાળકને લઇ જનાર પુરૂષ હિંમતવાન હોવા છતાં અત્મારે વરસાદના તોફાનથી કંટાળી કોઈ વિશ્રામસ્થાન શોધતો હતો, પણ તેવું સ્થળ નહિ મળવાથી તેણે આગળ ચાલવા માંડ્યું. ધીરે ધીરે તે કીલ્લાના ચોગાનવાળા ભાગમાં આવી પહોંચ્યો, અને સ્હેજ વિચાર કરી ત્યાંથી જમણી બાજુ તરફ એક શિવાલય હતુ તે તરફ ગયો. શિવાલય નજીક પહોંચતાં પહોંચતામાં તેની પાસેનું બાળક ચીસો પાડી રડવા લાગ્યું. બાળકને રડવાનો અવાજ સાંભળી શીવનો પુજારી જાગી ઉઠયો અને એક કોટડી ખોલી બ્હાર આવતાં બોલ્યો: અત્યારે રાત્રે બાળકને કોણ આક્રંદ કરાવે છે, એમ કહેતાં કહેતાં તે પેલા પુરૂષની નજદીક આવી પહોંચી, આવનાર મનુષ્યને ઓળખી ધીરેથી બોલ્યો કોણ ધીરસિંહ ? અત્યારે આવા વિકટ સમયે બાળકને લેઇ ! ના ના! પણ તમારા માટે તો સમય સારોજ છે. ચાલો આવો, કહી તે ધીરસિંહને લઇ કીલ્લાની પાછલી બાજુએ ગયો.

આ કીલ્લાને એક મોટી ઇમારત કહીએ તો પણ ચાલી શકે એમ હતું. એ કીલ્લાના નાથથી જ માત્ર પ્રસિદ્ધ હતી જો કે પહેલાં ત્યાં કદાચ કીલ્લો હશે તે ઉપરથી નામ પડ્યું હશે પણ હાલ તો તે જગ્યા એક મોટી ઇમારતના આકારમાં દેખાતી હતી. તેની અંદર કેટલાક ભોંયરા આવેલા હતાં હાલનો રાજા પોતાનું કેટલુંક ખર્ચ ઓછું કરી પોતાનો ખજાનો તે કીલ્લાના નામથી ઓળખાતી ઇમારતમાં રાખતો હતો. ખજાનો ભેગો કરવાના લોભથી તેણે લશ્કર પણ નામનુંજ રાખ્યું હતું. કારણ કે નેપાળ મહારાજાની તેને જબરી ઓથ હતી એટલે તે નિર્ભયપણે પ્રજા ઉપર જુલમ ગુજારતો હતો. પણ હમણા હમણાંમાં તે કેશરીસિંહ લુંટારાનું નામ સાંભળી ત્રાસતો હતો. કેશરીસિંહ વારેઘડીએ લુંટ કરી રાજાનો કેટલોક ખજાનો લુંટી લઇ જતો હતો.

પુજારી ધીરસિંહને લઇ કીલ્લાના એક ઉજડ ભાગ તરફ ગયો અને એક નાની બારી આગળ આવી અટકયો. બારી ઉપર બે ત્રણ ટકોરા મારતાં તે અંદરથી ઉઘડી. પુજારી ધીરસિંહને બારીમાં પ્રવેશ કરાવી પોતે ચાલ્યો ગયો ધીરસિંહના અંદર આવ્યા પછી એક વૃદ્ધ ખવાસે બારી વાસી દીધી અને ધીરસિંહને લઇ પોતે આગળ ચાલવા માંડ્યું. કેટલુંક આગળ ચાલ્યા પછી વૃદ્ધ ખવાસ અટકયો અને ધીરસિંહના કાનમાં કાંઇ ગુપ્ત વાત કરી. આથી ધીરસિંહ પોતાની છત્રી ત્યાંજ મુકી બાળકને લઇ એક સીડીપર ચઢયો અને ત્યાંથી એક અગાશીમાં આવ્યો. વળી ત્યાંથી એક સીડી વાટે નીચે ઉતર્યો અને થોડુંક આગળ ચાલ્યો એટલે એક બીજી સીડી આવી તે પર ચઢયો અને એક બીજી મોટી અગાશીમાં આવ્યો. ત્યાં પ્રથમના સંકેત પ્રમાણે બે દાસીયો ઉભેલી હતી તે ધીરસિંહને લઇ એક પણ શબ્દ ન બોલતાં આગળ વધી ને એક સીડી ઉતરી

એક નાની કોટડીમાં આવ્યા એટલે એક દાસીએ ધીરેથી કહ્યું: જયમલ ખવાસની મદદ વગર આપણાથી હવે આગળ જઇ શકાય તેમ નથી. તે બિચારો ભલો અને દયાળુ અંતઃકરણવાળો હોવાથીજ કેટલી મહેનતે આજે સમજ્યો છે. ઇશ્વર તેનું ભલું કરે. ખરેખર તેની જગ્યાએ કોઇ બીજો હોત તો આપણે કદી પણ ફાવી શકત નહી કહી તે દાસી દોડતી જઇ વૃદ્ધ જયમલને કે જેણે પુજારીના ટકોરાથી બારી ઉઘાડી હતી તેને બોલાવી લાવી જયમલ ખવાસની ઉમર એંશીએક વરસની થઇ હશે. દાસી સાથે એક ફાનસ લઇ તે આવી પહેચ્યો અને બોલ્યો: વીરસિંહ! ખરી રીતે જોવા જતાં હું જેનું લુણ ખાઉછું તેની સાથે અત્યારે તો નીમકહરામીજ કરૂં છું પણ તે બિચારીની દુ:ખી હાલત અને આ બાળકને જોઇ મને દયા આવ્યા વગર નથી રહેતી અને તેથીજ આ સાહસ મ્હેં કર્યું છે. પણ હવે મારૂં માથું તમારા હાથમાં છે. શું કરૂં લાચાર છું. મારી વૃદ્ધાવસ્થા ન થઇ હોત તો મ્હેં કયારનીએ આ દગલબાજી નીચ રાજાની નોકરી છોડી હોત. અરે હું તેની નોકરી કરૂં છું પણ મારાથી તેને નીચ કહી જવાય છે. આ પાપી પેટ હું કોઇ પણ ઠેકાણે ભરી લેત પણ વૃદ્ધાવસ્થાએ મ્હને લાચાર કરી મુક્યો છે તેથીજ મારી આંખે કહેતાં કહેતાં વૃદ્ધ જયમલ ગળગળો થઇ ગયો.

ધીરસિંહ તેને આસ્વાસન આપતો બોલવા લાગ્યો: ખરેખર જયમલ! તું બહુજ ભલો છે. તારૂં હૃદય દયાથી ભરેલું છે તેં અમારા પર ઉપકાર કર્યાં છે તેનો બદલો ઇશ્વર જરૂર આપશેજ અરે હા, પણ તું હમણાં નોકરી ના છોડતો. તારા વિના અમારૂં સઘળું કામ ભાગી પડશે. થોડા દિવસ સબુર કર. હવે પાપી રાજાનો પાપનો ઘડો પુરેપુરો ભરાવા આવ્યો છે. સુંદરપુરની ગાદીનો ખરો હકદાર રાજા થોડા વખતમાં જાહેર થઇ તે પાપીને તેના પાપનો બદલો આપ્યા વિના નહીંજ રહે.

પરમેશ્વર કરે ને આ વૃદ્ધઆંખે જોવાને તેવો વખત વ્હેલો આવે, જયમલ સ્તુતિ કરતાં બોલ્યો. ભાઇ! હવે એ વખત કાંઇ દુર નથી, ધીરસિંહે જણાવ્યું.

પરમેશ્વર તમારૂં કહેવું સાચ્યું પાડો પણ તમારે અહીં કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વગર થોડો વખત રોકાવું પડશે. હું બ્હાર જઇ એક કલાકમાં પાછો આવું છું, કારણ કે રાજા હમણાંજ અંદર ગયો છે તે પાછો જાય તો હું નિર્ભય થાઉં, જયમલે જતાં જતાં કહ્યું.

ધીરસિંહે જયમલને જતાં રોકી અધીરાઇથી પુછ્યું: રાજા આ રસ્તે આવશે?

નહી, નહી; તમે જરાએ ગભરાશો નહીં. ભોંયરામાં જવાને બીજા ઘણા રસ્તા છે જયમલે ધીરજ આપતાં કહ્યું. તેના મોટા દરવાજા પર તો હમેશ તાળુંજ રહે છે અને ત્યાં સખત પ્હેરો બેસાડવામાં આવેલો છે. અંદરથી તો ફોરાવતી ચણી પણ લેવામાં આવ્યો છે. બીજો એક દરવાજો છે તેની કુંચી રાજા પોતાની પાસે રાખે છે. અને મારી પાસે એક નાની બારીની ચાવી રહે છે તે મ્હને વિશ્વાસુ ને વૃદ્ધ જાણીને સોંપવામાં આવી છે અને તે રસ્તો માત્ર દાસીઓનેજ જવા આવવાનો છે.

વારૂ એક કલાકમાં તું જઇને પાછો આવીશ એટલામાં અહીં કોઇ આવી ચડ્યું તો? ધીરસિંહે શંકા સહીત સવાલ કર્યો.

નહી, નહી; તમે જરાએ ગભરાશો નહી. આ રસ્તે આવવાનો કોઇનો પગરવજ નથી. કદાચ આ બાળક અહીં રોશે તોપણ તેનો તમારે ભય રાખવો નહી કહી જયમલ ચાલતો થયો. ધીરસિંહ એકલો પડતાં વાતે લાગ્યો અને દાસી પ્રત્યે બોલ્યો: રાજા રોજે અહીં આવે છે કે શું? તે પાપી હજી પણ તેના નીચ વિચારો છોડતો નથી. શું કાલે પણ એ આવ્યો હતો?

હા, તે દુરાત્મા દરરોજ આવી અમારી બાઇને સતાવી જાય છે. જુલમીના જુલમનો કયાં પાર છે ? અરે ! તે બિચારી પોતાના દુઃખમાં એવી તો બની ગઇ છે કે હાડકાના માળા સિવાય શરીરમાં કાંઇ રહ્યું નથી. પલંગપરથી ઉઠવાની શક્તિ પણ ક્ષીણ થઇ ગઇ છે અને તેમાં વળી વિજયસિંહના કેદ પકડાયાની વાત સાંભળી છે ત્યારથી તો મુર્છાગત પણ થઇ જાય છે. કહેતાં કહેતાં દાસી ગળગળી થઇ ગઇ.

પણ વિજયસિંહનો તો ગુપ્ત રીતે જેલમાંથી છુટકારો થયો છે. વીરસિંહે વચમાંજ જણાવ્યું. હેં હેં ! તે વળી કયારે ? આવા આનંદદાયક સમાચાર તમને કયાંથી મળ્યા ? દાસીએ પ્રત્યુત્તરની રાહ જોતાં પુછ્યું. વીજયસિંહના છુટકારાની જે ખબર મેં તમને આપી છે તે સઘળી સાચીજ છે. તેને છૂટા થયાને બેએક કલાક થયા હશે. વાહરે વાહ ! ત્યારે તો વીજયસિંહના છૂટા થયાની ખબર અમારી બાઇ સાંભળશે એટલે તે ખુશી થયા વિના રહેશે નહિ. દાસીએ સહર્ષ જણાવ્યું અને બોલી: વીજયસિંહનો તમને કોઇ વખતે મેળાપ થયેલો ખરો ?

હા, ધીરસિંહે વાત આગળ ચલાવતાં કહ્યું: વીજયસિંહને હું ઘણી વખત મળ્યો છું પણ મારે ને એમને વાતચીતનો ઝાઝો પ્રસંગ આવ્યો નથી. એ મને ઓળખતા પણ નથી કે હું કોણ છું. તેમને મળવાનો વિચાર હું ઘણી વખત ધારૂં છું પણ પ્રસંગજ આવતો નથી.

વારૂ, પણ પંચ મળ્યું હતું તેનું શું થયું ? દાસીએ વધુ સમાચાર જાણવાને પૂછ્યું. હા, પંચ મળ્યું હતું. પંચમાંના ઘણાખરાના મત વિજયસિંહના પક્ષમાં દોરવાય છે ને દીનપ્રતીદીન તેમનું જોર વધતું જાય છે. વીજયસિંહના કેદ થયાની વાત સાંભળી તેમાંના કેટલાકનાં મન કંઇક વિચારે ચડયા છે પણ ઘણાખરા એમજ કહે છે કે વિજયસિંહના હાથે કદી પણ એવું નીચ કૃત્ય થાય નહિ. ગમે તેમ હો

પણ રાજાજ લુચ્ચો છે. વિજયસિંહને ફસાવવાને માટેજ તેના ઉપર ખોટો આરોપ મૂકવામાં આવ્યો છે. ધીરસિંહ ભાર દેતાં જણાવ્યું.

ત્યારે પંચને વિજયસિંહના છુટકારાની ખબર શું નહિં પડી હોય ? દાસીએ પૂછ્યું. ના, તે લોકોને વિજયસિંહના છુટકારાના સમાચાર હજી મળ્યા નથી. દિનપ્રતિદિન તે લોકોનું બળ વધતું જાય છે અને જતે દહાડે રાજાની સામે જબરૂ હુલ્લડ જગાડ્યા વિના રહેશે નહિ, ધીરસીંહે કહ્યું. સઘળાનો વિચાર વિજયસિંહને રાજા બનાવવાનો છે.

ત્યારે તમે કંઇ બંદોબસ્ત કરી રાખ્યો છે કે નહિ ? એક દાસીએ પૂછ્યું અને બોલી: પરમેશ્વર કરે ને વિજયસિંહ રાજા થાય અને સઘળા દુઃખનો અંત આવે. પણ તમે કાંઇ મદદને માટે તૈયારી કરી રાખી છે કે નહી ?

હા, મ્હેં પણ થેડી ઘણી તૈયારી કરી રાખી છે. ધીરસિંહે જણાવ્યું.

દાસી અને ધીરસિંહ વાતો કરતાં હતાં એટલામાં વૃદ્ધ જયમલ આવી પહોંચ્યો અને બોલ્યો: ધીરસિંહજી ! હવે તમારે બેફીકર રહેવું. રાજા ગયો. એટલું બોલતાં તેના ખીસ્સામાંથી એક કુંચીઓનો ઝુમખો કહાડ્યો અને તેમાંની એક કુંચીવતી પાસેની એક નાની બારી ઉઘાડી અને બોલ્યો: હવે નિર્ભયપણે બાળકને લઇને જાઓ.

ધીરસિંહ દાસીઓને આગળ કરી બારીમાં દાખલ થયો. તેમના અંદર ગયા પછી જયમલે બારી બંધ કરી અને પોતે પોતાના કામે લાગ્યો. દાસીઓ સહીત ધીરસિંહે બારી વાટે પ્રવેશ કરી બાળકને લેઇ આગળ ચાલવા માંડ્યું. થેડું આગળ ચાલી તેઓ એક સીડી ઉતર્યા અને સાંકડી નેળમાં દાખલ થઇ ચાલવા માંડ્યું. થોડુંક

ચાલ્યા પછી તેમનો અંત આવ્યો અને તેઓ એક સમચોરસ કોટડીમાં આવીને અટકયા. કોટડીનાં દ્વાર બંધ હતાં. તે ખાલી હવડ પડેલી લાગતી હતી. તે કોટડીના એક ખુણા ઉપર નીચે ભોંયરામાં ઉતરવાનો માર્ગ હતો. દાસીઓની પાછળ ધીરસિંહે તે માર્ગદ્વારા પ્રવેશ કરી ચાલવા માંડ્યું. સીડીના કેટલાંક પગથીઆં ઉતર્યા કેડે પાછી સાંકડી નેળ આવી. આ નેળ પેલી નેળ કરતાં લંબાણમાં વધારે હતી અને એટલી સાંકડી હતી કે એક મનુષ્ય સકોચાઇને જાય ત્યારે જવાય તેવી હતી. દાસીઓ સહીત ધીરસિંહ સાંકડી નેળમાંથી બ્હાર નીકળી એક ગોળાકાર ઘુંમટવાળા ઓરડામાં દાખલ થયા. ત્યાં એક દાસી હાથમાં ફાનસ લઇ ધીરસિંહના આવ્યાની રાહ જોતી ઉભેલી હતી તે ધીરસિંહને જોતાંજ ત્યાંથી બોલ્યા ચાલ્યા વિના આગળ વધી થોડુંક ચાલ્યા પછી તેઓ સુધળા એક ભેજવાળા ભોંયરામાં દાખલ થયા અને સાંકડી ચાલીમાં થઇ બે ત્રણ કોટડીઓ આગળ આવીને અટકયા અને વચલી કોટડીના દ્વાર ઉઘાડી અંદર દાખલ થયા. આ કોટડી સાધારણ મોટી હતી અને તેમાં બે ત્રણ હાંડીઓ સળગતી હતી જમીન ઉપર એક ગાલીચો બીછાવેલો હતો. ઓરડાના મધ્ય ભાગમાં એક પલંગ બીછાવેલો પડયો હતો અને તે ઉપર એક સ્ત્રી ઝીણી ચાદર ઓઢી સુતી હતી. તેણીના પગ આગળ બે દાસીઓ બેઠી બેઠી ધીરેથી પવન નાખતી હતી. પલંગની નીચે બાજુમા ચંદાનો એક કળશ અને બે ત્રણ પ્યાલા પડેલા હતા. પલંગની સામેની ભીંત ઉપર એક નાના બાળકની માંસ વિનાની લાશને ટાંગેલી હતી. તે લાશના પડખાપર એક ખંજર ને બાળકના રક્તથી રગાયેલી તીક્ષ્ણ તલવાર ભેરવેલી હતી. પલંગપર સુતેલી સ્ત્રી તદન અશક્ત થઇ ગએલી હતી. તેના

શરીરપરનું લોહી તથા માંસ અતીશય દુઃખથી બળી નાશ પામ્યું હતું તોપણ તેની મુખમુદ્રા ઉપરથી અનુમાન થઇ શકતું હતું કે તે જ્યારે શરીરે શુસક્ત હશે ત્યારે ખરેખરી સૌંદર્યતાની દેવી હશે.

બાળકને લઇ ધીરસિંહ ઓરડામાં આવ્યો અને પલંગ ઉપર સુનેલી સ્ત્રીની હાલત જોઇ તેની આંખમાં જળ ભરાઇ આવ્યું સુતેલી સ્ત્રી પણ ધીરસિંહને જોઈ ઉઠવાનો પ્રયત્ન કરતાં કરતાં રડી પડી. ધીરસિંહ તેને ઉઠવાનું ના કહેતાં બોલ્યો: વ્હાલી! તમારૂં શરીર તદ્દન અશક્ત થઇ ગયું છેમાટે કાંઇ ઉઠવાની જરૂર નથી. અરે તે લુચ્ચા રાજાએ તમને દુઃખ દેવામાં કાંઇ બાકી રાખ્યું નથી કહેતાં તે એક પડખે બેસી બાળકને આપતાં આપતાં બોલવા લાગ્યો. સુંદરી! આ તમારૂં બાળક તમારી પાસે આવ્યું છે તેને લઇ તમારા અંતરનો સ્નેહઝરો તેના પર લેવરાવો. અરે! ગભરાઓ નહીં. તે દુષ્ટ અને અન્યાયી રાજાનો અંત ઇશ્વર કરશે તો થોડા વખતમાં આવી જશે. તે પાપીના પાપનો ઘડો હવે પુરેપૂરો ભરાઇ રહેવા આવ્યો છે કહેતાં કહેતાં બાળકને તે સુંદરીના હસ્તમાં આપ્યો. બાળક પોતાની જનેતા પાસે જતાં જરાએ ખમચ્યો કે રોયો નહી પણ ઉલટો તેણીના ગળે વળગી પડ્યો. યુવતીએ તેને વ્હાલથી ચુંબન લીધું અને છાતી સરસો ચાંપ્યો. અહાહા! માતૃપ્રેમની ખુબી ન્યારીજ છે. બાળક માતાને બાઝીજ રહ્યો. આ જોઇ ધીરસિંહ વિગેરેનાં હૃદય ભરાઇ આવ્યા પણ જેમ તેમ કરી પોતાની લાગણી દબાવી રાખી.

પેલી સ્ત્રી ધીરસિંહ તરફ નજર કરી ધીમે સાદે બોલી: પ્રાણેશ! હવે મારા જીવનની કાંઇ પણ આશા રાખો શકાય એમ છે? આ કુમળા પુષ્પ સામું તો જુઓ! તેનું શું થશે? અરેરે તેને ખોળામાં લઇ તમારા ઘરમાં દશ માણુસ વચ્ચે હવે બેસી શકાય એમ છે!

શું મનની મનમાંજ રહી જશે ! બાળકને ખોળામાં બેસાડી ભોજન કરાવવાની આશા પ્રાણેશ્વર! હવે આ જીંદગીમાં પાર પડશે ખરી? માત્ર એક વિજયસિંહ ઉપર આધાર હતો. અરેરે તે બિચારાને પણ દુષ્ટ રાજા સંતાપ્યા વિના રહ્યો નહી. એ પાપી રાજાની ધારણા વિજયસિંહને ફાંસી દેવાની છે. અરેરે! હાય મારી સઘળી આશા પડી ભાંગી. હે પરમકૃપાળુ પરમાત્મા પ્રભુ વિજય! અરે મારા વ્હાલા વિજયસિંહના પ્રાણુ બચાવવાની ખાતર દુરાત્મા નીમકહરામ રાજાના દરેક કાર્યમાં કંટક નાંખજે કહેતાં કહેતાં તે સ્ત્રી રડી પડી.

ધીરસિંહ તેને ધીરજ આપતો બોલવા લાગ્યો: વ્હાલી! ધીરજ રાખ! ઇશ્વર સૌ સારૂંજ કરે છે. દુરાત્મા રાજાની ધારણા વિજયસિંહને ફાંસી દેવાની છે પણ તે પાપાત્માને ભાગ્યેજ ખબર પડી હશે કે વિજયસિંહ નિરવિને જેલમાંથી નીકળી ચુકયા છે. કેશરીસિંહ લુટારાની જેને સાહ્ય છે તેને કોણુ કશુંએ કરી શકે એમ છે? રાજાની તાકાત નથી કે તે વિજયસિંહને કેશરીસિંહના હાથમાંથી છોડાવી લઇ જઇ ફાંસી ચડાવે.

શું કેશરીસિંહ લુંટારો વિજયસિંહને જેલખાનામાંથી છોડાવીને લઇ ગયો? અરે! તે તો બહુ લુચ્ચો ને જુલમી લુંટારો છે. વિજયસિંહ પ્રત્યે તેને આટલી બધી શા માટે ભલમનસાઇ કરી હશે? તેના જુલમની વાત તો મારે કાને પણુ આવી છે. પ્રભુ! વિજયસિંહનું રક્ષણુ કરો કહેતાં કહેતાં તે સ્ત્રી ગળગળી થઇ ગઈ.

નહી, નહી; તારૂં ધારવું તદ્દન ખોટું છે. કેશરીસિંહ લુંટારો તો બહુ ભલો આદમી છે. ધીરસિંહે વચમાં બોલી વાત આગળ ચલાવી. કેશરીસિંહ જુલમી છે ખરો પણુ તેનો જુલમ માત્ર રાજા અને તેના નીમકહરામ માણુસો ઉપરજ છે. બાકી પ્રજા વર્ગમાં તો તે

કોઇને પણ પીડતો કે દુઃખ દેતો નથી તેમ કોઇનું કાંઇ પણ નુકસાન પણ કરતો નથી. માત્ર તે રાજાના ખજાનાપર વારેઘડીએ ત્રાપ મારી પુષ્કળ દ્રવ્ય લુટી જાય છે અને રાજાને અનેક રીતે હેરાન કરે છે. રાજા પણ તેના ત્રાસથી કંટાળી ગયો છે અને એનું નામ સાંભળતાંજ કંપી ઉઠે છે કહે છે કે કેશરીસિંહ લુંટારો ઘણી વખત છુપા વેશે શહેરમાં આવી સેંકડો ગરીબોને ગુપ્ત મદદ આપી જાય છે અને કેટલાક નિરાધાર બ્રાહ્મણોના બાળક–બાળકીઓને પરણાવવા માટે પૈસાની મદદ આપી કન્યાદાનનું ફળ મેળવવા ભાગ્યશાળી બને છે. તમામ પ્રજા તેને વિજયસિંહની માફક સ્નેહની દ્રષ્ટીએ જુએ છે અને ઇશ્વર કરશે તો હવે થોડા સમયમાં આવા અંધાધુંધી રાજકારોબારનો અંત આવશે, અને આપણુ સઘળા સુખમાં જીંદગી ગાળીશું.

અરેરે પ્રાણનાથ! એવો સમય ઇશ્વર ક્યારે દેખાડશે? વિજયસિંહના છુટકારાની વાત સાંભળી મને આનંદ થાય છે. આજ બાર બાર મહીનાથી હું આ ભોંયરામાં પુરાઇ છું ત્યારથી વિજયસિંહનું તથા કુમુદસુંદરીનું મ્હોં પણ જોવામાં નથી આવ્યું. દુષ્ટ રાજાએ મારાપર જુલમ કરવામાં કાંઇ બાકી નથી રાખ્યું. જો કે આમે મારે એનાથી છુપાઇને રહેવું પડતું હતું છતાં આ બાર મહીનાથી તો જુલમનો કાંઇ પારજ નથી. અરેરે! મેં આટલા દીવસ થયાં વિજયસિંહને સ્હેજ પણ જણાવ્યું નથી કે મારૂં નામ વિજયા છે. અરે! તે બિચારો કેટલો ભોળો? પ્રાણેશ! આ જીંદગીનો અંત હવે શું નજીક આવતો નથી લાગતો? અરેરે! અમારા કુંમળા પુષ્પનું શું થશે! પાપી રાજા તારૂં કેમ ભલું થશે! કહેતાં કહેતાં વિજયાના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ ખળખળ નીકળવા લાગ્યો. ધીરસિંહ હિંમત આપતો બોલવા લાગ્યો: વ્હાલી! ધીરજ ધર, ઇશ્વર ઉપર ભરૂસો રાખ, તે સૌનું સારૂંજ કરે છે અને આપણું પણ કરશે.

પણ પ્રાણનાથ! આ કુમળા પુષ્પ સામું તો જુવો. હું હત-ભાગ્યણી એની જનેતા હોવા છતાં અરે ઇશ્વર હાશ કહેતાં કહેતાં વિજયા રડી પડી.

તેને આસ્વાસન આપતાં ધીરસિંહે કહ્યું: અરે હારે હા, બીજી એક વાત કહેતાં તો હું ભુલીજ ગયો. કુંમદસુંદરીને મારવાને માટે પાપી રાજાએ તેના પીતાને કામ સોંપ્યું છે.

અરે તે દુરાત્માએજ મારા મોટા ભાઇ ગંભીરસિંહને જંગ-લમાં જખમી કરી મારી નાંખ્યો હતો, વિજયાએ રડતાં રડતાં જણાવ્યું.

આ સાંભળી ધીરસિંહે વિજયાના કાનમાં કાંઇ ગુપ્ત વાત કરી. જે સાંભળતાંજ વિજયાના ફીક્કા થયેલા મુખપર કાંઇ આનંદની છાયા જણાવા લાગી અને હર્ષમાં આવી જતાં કહ્યું: પંચ ભેગુ થયું હતું તેનું શું થયું ?

પંચનું જોર દિવસે દિવસે વધતુ જાય છે અને ઇશ્વર કરશે તો થોડાજ વખતમાં જણાઇ આવશે કે તમો કુમારીકા નથી, અને આ બાળક તમારૂં છે એની સૌની ખાત્રી થઇ જશે. ધીરસિંહે ભાર દઇ જણાવ્યું.

આમ વાત ચાલતી હતી એટલામાં એક દાસી ગભરાએલા સ્વરે બોલી ઉઠી: સાંભળો, કોઇના પગલાનો અવાજ આવતો સંભ-ળાય છે. સઘળાનું ધ્યાન બારણા તરફ ખેંચાયું અને પગલાંનો સ્પષ્ટ અવાજ આવતો સાંભળી સઘળા ભયભીત થઇ ગયા. દાસીઓ તથા વિજયા ભયથી કાંપવા લાગ્યા, ધીરસિંહ પણ ગભરાયો પણ પાછો હીંમત રાખી બારણા સન્મુખ સ્થિર દષ્ટી રાખી જોતો ઉભો રહ્યો.



લ્યોને લ્યોને લ્હાવો લેઇ દાગીના સારા,
અવસર નહી આવો આવે વળી વળી પ્યારા.

માલ મળે ચોખ્ખો ને સુંદર,
ફેશનપર ફેશન વળી મનહર;
વીસ જાતનાં બટન બદન પર,
કંદોરા કસવાને કટી પર;
જુક્તીબંધ લ્યો ન્યારા. લ્યોને લ્યો.

દોરાના કર ચર્ણજ કેરી,
સાંકળાં કેરી જોડ ભલેરી;
જુવે જુવતીયો લઇ ઘેરી,
અંગુઠીયો આંગળીએ પ્હેરી;
પરખે પારખનારા. લ્યોને લ્યો.

રતનપોળના નાકે સારી,
દુકાન દાગીનાની ભારી;
શીવલાલ પંચાલ વેપારી,
સત્યપણા પર પ્રિતિ ધારી;
વેચે ન્યારા ન્યારા. લ્યોને લ્યો.

ગૃહસ્થો! હાથ કંકણને કાંઈ આરસીની જરૂર હોતી નથી માત્ર એકજવાર અમારી દુકાનપર પધારશો તો સત્યાસત્યની પરીક્ષા થયા વિના રહેશે નહી. ચોખ્ખી ચાંદીના બનાવેલા જાતજાતના ફેન્સી દાગીના અમારી દુકાન પર તૈયાર કીફાયત ભાવે મળે છે. એકવાર અમારી દુકાનેથી કોઇ પણ દાગીનો ખરીદ કર્યા પછી વાપરીને હજી સુધી કોઈની પણ બુમ આવી નથી કે શીવલાલ દયારામની દુકાને દગાથી માલ વેચાય છે. અમારા બનાવેલા દાગીના બદલાવવા હોય તો ચાંદીના ભાવથી પાછા પણ લેવામાં આવે છે, માટે એકવાર પધારી ખાત્રી કરો અને આવો.

## પ્રકરણ ૯ મુ.

### ભોંયરામાં ભોગ.

તરતજ દ્વાર ખુલ્લા થયા અને રાજાનો માનીતો હરીહરરાય હાથમાં ઉઘાડી તલવાર પકડી ઓરડામાં દાખલ થયો. તેને જોતાંજ દાસીઓ સહીત વિજયા ભયભીત થઈ ગયાં. ધીરસિંહ ચમકયો પણ હીંમત લાવી તેના સામું એકીટશે જોઈજ રહ્યો. તેનાં રૂવે રૂવાં ક્રોધમાં ખડાં થઈ ગયં, હોઠ ફફડવા લાગ્યા અને આંખમાંથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો ધીરસિંહને જોતાંજ હરીહરરાય સ્હેજ ચમકયો અને ખમચાયો પણ તરતજ ક્રોધાવેશમાં બોલી ઉઠયો: અરે! તું કોણ છે?

તે પુછવાની તારે શી મતલબ છે? તું કોણ છે? ધીરસિંહે હીંમતથી સામો પ્રશ્ન કર્યો. મારૂં નામ જાણવાથી તને શું ફાયદો થવાનો છે?

તે પુછનાર તું કોણ છે? તારે અહીં આવવાનું શું પ્રયોજન છે? હરીહરરાયે દમામમાંજ પુછયું અને દાસીઓ તથા વિજયા તરફ ફરીને ધુરકીને બોલ્યો: યાદ રાખો કે હવે તમારા કેવા હાલ થાય છે! આ બદમાસને તમોએ અહીં શા સારૂ બોલાવેલો છે? નક્કી સમજજો કે તમારા સઘળાનું હવે આવીંજ બન્યુ છે.

આ સાંભળી ધીરસિંહ ગરજી ઉઠયો અને બોલ્યો: હીચકારા-નીશાચર! સ્ત્રીઓને શું દમ દેખાડી રહ્યો છે! અરે બાયલા તું મારા સામો આવી જવાબ આપ એટલે હુ તને ચોખ્ખે ચોખ્ખું બતાવું.

તારા જેવા નામર્દને શું જવાબ આપે! તને તો કેદ કરી અમારા રાજા સન્મુખ હાજર કરીશ. લુચ્ચા, તું હવે હાથમાં આવેલો ક્યાં જવાનો છે.

અરે નરપીશાચ! હું તારા તથા તારા લુચ્ચા રાજાથી લેશ માત્ર પણ ડરતો નથી. નીમકહરામો! હવેજ તમને ખબર પડશે. ધીરસિંહે ક્રોધમાં ને ક્રોધમાં જણાવ્યું.

ધીરસિંહના શબ્દો સાંભળી હરીહર રાયનું મગજ તપી ગયું. તે અત્યંત ક્રોધમાં આવી ગયો અને પોતાની પાસેની ઉઘાડી સમશેર લઇ ધીરસિંહપર કુદકો મારતાં બોલ્યો: લુચ્ચા, લે,લેતો જા! કહી તે જોરથી ધીરસિંહપર ઘા કરવા ગયો પણ ચતુર ધીરસિંહે કુદકો મારી તેનો ઘા ચુકાવી નાંખ્યો અને યુક્તિથી હરીહરરાયનો હાથ પકડી એવા તો જોરથી આંચકો માર્યો કે તેના હાથમાંની તલવાર દુર જઇને પડી. બંન્ને સામાસામી પટ્ટીપર આવ્યા. ગડદમપટ્ટીના દાવપેચમાં ધીરસિંહ હરીહરરાયથી જાય તેવો નહોતો. તે અતીશય ક્રોધમાં આવી ગયો અને લાગ જોઇ હરીહરરાયને એવા જોરથી આંચકો મારી જમીનપર પછાડ્યો કે પડતાં તેના માથાની ખોપરી એક દીવાલ સાથે અથડાતાં ફુટી ગઇ, ને ત્યાં લોહીની નેક ચાલી. તેના હાથમાંની છુટેલી તલવાર લઇ એક દાસી દોડી આવી અને જ્યાં હરીહરરાય પડ્યો હતો ત્યાં આવી તેના ગળાપર ઘા કર્યો અને માથું ધડથી જુદું કરી નાંખ્યું અને બોલી: એ પાપીઆને તો આમજ કરવું ઘટીત છે, કારણ કે એણે અમને સતાવવામાં કાંઈપણ બાકી રાખી નથી. એના નાના નાના કડકા કરી સમળીઓને આપીએ તોએ તે પાપીના પાપનો બદલો વળી શકે એમ નથી.

પણ હવે જલદીથી તેની લાશને ઠેકાણે કરી દેવી જોઇએ છે, ધીરસિંહે ઉતાવળ કરતાં જણાવ્યું અને અહીં કાંઈપણ બન્યુ નથી એમ જણાવવું જોઇએ છીએ.

હા, તે પાપીની લાશને ઠેકાણે તો પાડવીજ પડશે, દાસીએ કહ્યું.

કેટલોક વખત ધીરસિંહ વિચાર કરી ઉઠયો અને વિજ્યાને કેટલોક દીલાસો દઈ હરીહરરાયની લાશને એક કાળા કપડામાં બાંધી લીધી અને બાળક દાસીને આપી બોલ્યો: આ લાશની ગાંસડીને હું લઇ લઉં છું, તું બાળકને લઇને મારી પુઠે પુઠે આવ કહી ધીરસિંહે લાશની ગાંસડી પીઠપર નાંખી દીધી અને વિજ્યાની રજા લઇને ચાલતો થયો. દાસી સહીત ધીરસિંહ લાશની પોટલી લઇ જ્યાં જયમલ ખવાસ બેઠો હતો ત્યાં આવીને અટકયો. ધીરસિંહની પીઠપરની ગાંસડી જોઇ જયમલ ચમકયો અને કાંઇક ગભરાએલા સ્વરે ધીરેથી બોલવા લાગ્યો. અરે વાહ વાહ, ધીરસિંહજી! તમોને જવા દીધા એજ મ્હેં મોટી ભુલ કરી. કારણુ કે તમે મારૂંજ માથુ કપાવા બેઠા છો. વિજ્યાને મળવા જવાની જ્યારે મ્હેં સમ્મતી આપી ત્યારે તમે તો તેને આમ ગાંસડીમાં લઇ જાઓ છો! નહી નહી, તેમ તો કદાપી નહી જ બને હું તમને મળવા જવા દઉં છું એટલેથીજ સંતોષ માનો તો સારૂં છે. તમે જ્યારે આવી રીતે વિજ્યાને લઇ જાઓ ત્યારે તો મારે ફાંસીએ જવાનો વખત વ્હેલોજ આવે. રાજાને હું શું જવાબ આપી શકું.

જયમલની વાત સાંભળી ધીરસિંહે લાશની ગાંસડી તેના મો આગળ મુકી અને બોલ્યો: અરે જયમલ હું કાંઇ એવો નગુણો કે મુર્ખ નથી કે તારે માથે કોઇ પણુ રીતની આફતનું વાદળ આવવા દઉં. અરે ભલા માણુસ! તું જેને ધારે છે તે આ નથી પણ આ તો દગલબાજી લુચ્ચા હરીહરરાયની લાશ છે. ખાત્રી ન થતી હોય તો તપાસી જો.

ખરેખર જયમલ અમારા પર ભરૂંસો રાખો. તે લાશ દુરાત્મા હરીહરરાયનીજ છે. એને જે શીક્ષા કરવામાં આવી છે તે યોગ્યજ છે.

હેં હેં, શું આ સઘળી સાચી વાત છે? તે અત્યારે ત્યાં ક્યાંથી? જયમલે આશ્ચર્ય થતાં પુછ્યું.

અમો ત્યાં બેઠા હતાં તેવામાં તે ત્યાં ઓચીંતો આવી ચડ્યો. અમને સઘળાંને વાતો કરતાં જોયાં. જ્યારે આમ થયું ત્યારે અમારે તેને મારી નાંખ્યા વિના એકે ઉપાય નહોતો. જો તેને જીવતો રાખ્યો હોત તો આપણુ સઘળાના બુરા હાલ થાત અને આપણે માથે જબરી આફત આવી પડત. ધીરસિંહે સઘળી વાત કહી સંભળાવી.

એવે વખતે જ્યારે તે આવી ચડ્યો ત્યારે તો તેને મારવોજ જોઈએ. ચાલો, ઠીક થયું. તેના મર્ણના સમાચાર સાંભળી મને આનંદ થાય છે. હવે એની લાશને કોઈ ગુપ્ત ઠેકાણે દાટી દેવી કે જેની કોઈને પણ ખબર પડે નહી, જયમલે ખુશી થતાં જણાવ્યું.

તમારે કોઈપણ પ્રકારની ફીકર ન રાખવી. એને એવી જગ્યાએ ઠેકાણે પાડી દઈશ કે કોઈને પણ શક લઈ જવાનું કારણ રહેશે નહીં. ધીરસિંહે હીંમતથી જણાવ્યુ અને પોતે જયમલની રજા લઇ દાસી સહીત જે રસ્તેથી અંદર આવ્યો હતો તે રસ્તે થઇ બહાર નીકળી પડ્યો અને કીલ્લાના ચોગાનમાં આવતાં જુદેજ રસ્તે ઝડપથી ચાલતો થયો. રાત્રી અંધારીજ હતી, વરસાદ વરસતો બંધ થયો હતો પણ વાદળ વીખરાયા નહોતા. દાસી સાથે ધીરસિંહ લાશની ગાંસડી લઇ જતો હતો તેવામાં એકાએક રાત્રીના રંગના પોષાક પહેરેલા બે મનુષ્યો હાથમાં ઉઘાડી તલવાર લઇ ધીરસિંહ સામા ધસી આવ્યા અને તેમાંનો એક દમામથીજ બોલ્યો: ખબરદાર જો એક ડગલુ પણ આગળ ભર્યું છે તો! અત્યારે આ કોની લાશની ગાંસડી બાંધીને જાઓ છો, અને તમે કોણ છો? જ્યાં સુધી જવાબ નહી મળે ત્યાં સુધી એક ડગલુ પણ આગળ ભરાશે નહીં.

આ એક એવા માણુસની લાશ છે કે જેના મરણુના સમાચાર સાંભળી રાજાના પક્ષના માણુસો સિવાય કોઇને પણ આનંદ થયા વિના ના રહે. આ એક લુચ્ચા માણુસની લાશ છે. ધીરસિંહે હીંમતથી જવાબ આપ્યો.

અરે ભલા માણુસ! શા ઉપરથી એમ કહી શકે છે કે રાજાના પક્ષ સિવાયના બધાને આનંદ થશે અને કેમ જાણ્યું કે અમે રાજાના પક્ષના માણુસો નથી? સાચે સાચું બોલ. આ કોની લાશ છે અને તારૂં નામ શું છે? પેલા કાળા પોષાકવાળાએ જરા આગળ પડી સવાલ કર્યો.

તમારા બોલવા ઉપરથી હું કહી શકું છું કે તમે રાજાના માણુસો નથીજ પણ તેનાથી વીરૂદ્ધ પક્ષના છો. ધીરસિંહે જણાવ્યું.

તમારૂં અનુમાન કદાચ સાચું હશે પણ આ લાશ કોની છે અને તમારૂ નામ શું છે તે અમે જાણુવા માગીએ છીએ. એમજ સમજો કે અમે રાજાના પક્ષના માણુસો નથી.

તમે ગમે તે હો તેની મને પરવા પણ નથી. આ લાશ કોની છે તે જાણુવા માગતા હો તો સાંભળો. તે રાજાના માનીતા હરીહરરાયની લાશ છે કે જે એક નીચ કૃત્ય કરનાર માણુસ હતો અને મારૂં નામ તો જ્યાંસુધી તમો કોણુ છો તે જાણુવામાં નહીં આવે ત્યાં સુધી તો નહીજ બતાવું. પછી તમે ગમે તે હો તેની મને પરવા નથી. ધીરસિંહે હિંમતથી જવાબ આપ્યો.

વાહ વાહ! હીંમત તો કાંઇ જબરી જણાય છે. અરે ભલા માણુસ! કેશરીસિંહ લુંટારાનાં નામથી તું અજાણુ હોય એમ લાગે છે અને કદાચ તેં નામ સાંભળ્યું હોય તો કેશરીસિંહ લુંટારો હું પોતેજ છું. તેથી વધારે શું જાણુવા માગે છે? હરીહરરાયના મૃત્યુના સમા-

ચાર સાંભળી ખરેખર અમે ખુશી થઇએ છીએ. તે બદમાસે સુંદીરપુરની તમામ પ્રજાને પીડવામાં કાંઇ બાકી નથી રાખી. પણ તમારી હકીકત જાણવા અમારી ઇચ્છા થાય છે. તમે કોઇ હમારા પક્ષના માણુસ હશો એમ હું ધારૂં છું અને નહીં હો તેની પણ મને પરવા નથી.

શું આપનું નામ કેશરીસિંહ છે ? હા હા, તે નામ સાંભળી હું ખુશી થાઉં છું. આપને મળવાની હું ઘણા દીવસથી ઇચ્છા રાખતો હતો પણ આપના રહેઠાણની પુરેપૂરી ખબર નહી હોવાથી પાછો નિરાશ થઈ અટકી પડતો હતો. અરે આવે વખતે ભેગાભેગી વિજયસિંહનો પણ મેળાપ થઇ ગયો હોત તો કેવું સારૂં ! ઇશ્વર તેમનું ભલું કરો !

વિજયસિંહને તમારે શા માટે મળવું હતું ? પેલાએ પુછયું.

વિજયસિંહ જેવા સદ્ગુણસંપન્નને મળવાનું કારણ એટલુંજ કે હાલનો દગલબાજ અને પ્રપંચી રાજા નંદસિંહ તેમનો ખરેખરો હાડવેરી છે. તે ખબર આપવા સારૂ અને તેનાથી ચેતતા રહેવાની સુચના આપવા માટેજ, ધિરસિંહે જણાવ્યું. એક બીજી પણ ખબર તેમને આપવાની છે.

હાલનો રાજા નંદસિંહ વિજયસિંહનો હાડ વેરી છે એવું તમે કયાંથી જાણો છો અને બીજી શી ખબર વિજયસિંહને આપવાની લાવ્યા છો ? પેલા કાળા પોષાકવાળાએ સામો સવાલ કર્યો.

બીજી ખબર એમને એજ આપવાની છે કે તેમની દુખીઆરી બેન વિજયાનો એમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે મારે એક બેન છે. અરેરે તે બિચારી અત્યંત દુઃખમાં જીંદગી ગુજારે છે.

બીજા એક વધુ સમાચાર તેમની સ્ત્રી કુમુદસુંદરીના છે.

તે એના પાપી પીતાના હાથમાંથી બચવા પામી છે પણ હજુ તે બિચારીની પુંઠે મ્હોત ભમ્યાજ કરે છે. તેના માથે દુઃખનું વાદળ તુટી પડયું છે. બસ એટલાજ સમાચાર મારે એમને કહેવાના છે. ધીરસિંહે વાત પુરી કરતાં જણાવ્યું.

હા હા ઠીક, હવે તમને ઓળખ્યા. તમારૂં નામ ધીરસિંહ છે. કેમ ખરૂં કે નહિ ? કેશરીસિંહે જણાવ્યું.

હા, તમારૂં કહેવું સત્ય છે. ખરેખર મારૂં નામ ધીરસિંહજ છે.

વાહ વાહ, શાબાશ છે. હું તમારી હકીકત બરાબર જાણતો નથી પણ તે જાણવાની તજવીજમાંજ છું. કેશરીસિંહે જણાવ્યું.

મારી સઘળી હકીકત વખત આવે હું આપને પુરેપુરી જણાવીશ, ધીરસિંહે કહ્યું. હું એક આપના પક્ષનોજ માણુસ છું અને રાજાનો વિરોધી છું.

તમે અમારા પક્ષના છો એમ સાંભળી અમે ખુશી થઇએ છીએ અને હવે ધીરસિંહજી અમો તમારી સાથે કાંઇ પણ ભેદ રાખ્યા વગર અમારી સાચેસાચી હકીકત કહીએ છીએ કે, હું કાંઇ કેશરીસિંહ નથી પણ અમો બન્ને તેમના નોકર છીએ. તેઓ વિજયસિંહને છોડાવી તેમના કીલ્લામાં ગયા છે. પેલા બન્નેમાંથી એકે જણાવ્યું.

ત્યારે તો આશાની નીરાશાજ કેશરીસિંહનો અને વિજયસિંહનો મેળાપ હવે કેવી રીતે થાય ? ધીરસિંહે હરીહરરાયની લાશની ગાંસડી નીચે મુકતાં જણાવ્યું.

ત્યારે શું તમે કેશરીસિંહને મળવા માગોછો ? પેલા બન્નેમાંથી એ કે પુછ્યું.

હા, જો આપ તેમનો મને મેળાપ કરાવી આપશો તો હું

આપનો ઉપકાર માનીશ. ધીરસિંહે કહ્યું.

તમારી ઇચ્છા તેમને મળવાની છે તો અમે જરૂર તમને સરદાર કેશરીસિંહનો મેળાપ કરાવી આપીશું. વારૂ, પણ આ બાળકને લઇ તમારી સાથે આ કોણ છે? દાસી તરફ હાથ કરી પેલા બેમાંથી એક પુછ્યું.

એની લંબાણ હકીકત હું કેશરીસિંહના આગળ જણાવીશ. ત્યારે શું તમો અત્યારેજ તેમને મળવા માગોછો અને જો મળવું જ હોય તો અત્યારે અમારી સાથે આવવા તૈયાર છો? સામો સવાલ થયો.

હા, હું અત્યારેજ આવવા તૈયાર છું.

જો એમજ હોય તો આ લાશ અમને સોંપી દો. અમો આટલામાંજ તેને ઠેકાણે પાડી દઇએ છીએ. માત્ર તેનું મસ્તક સરદાર કેશરીસિંહ સમક્ષ લઈ જવું પડશે.

હવે ચાલો, આ બાળકને તમો લઇલ્યો. અને દાસીને જવાની રજા આપો.

ધીરસિંહે દાસી પાસેથી બાળકને લઇ લીધું અને તેને વિદાય કરી અને પેલી લાશને પેલા બેમાંથી એક પીઠપર નાખી લીધી અને ધીરસિંહને લઇ ત્રણે જણ ઝડપથી ત્યાંથી ચાલતા થયા.

---

## પ્રકરણ ૧૦ મું.

મધ્યરાત્રીનો સમય થયો હતો, આકાશ વાદળથી છવાઇ રહ્યું હતું, સપાટા કરતો પવન ચારે દીશામાં દોડાદોડ કરી વરસાદના ઝીણા ઝીણા પડતા ફોરાને ઘસડી લઇ જતો હતો, પૃથ્વી ઉપર સર્વત્ર અંધકાર પથરાઇ રહ્યો હતો. આવે સમયે સુંદરપુર

નગરમાં સર્વત્ર સૂનકાર થઇ રહેલો હતો અને એવા સમયનો લાભ લઇ બે પુરૂષો કાળા વસ્ત્રથી પોતાનું આખું શરીર ઢંકી ત્વરાથી ચાલ્યા જતા હતા અંધકારને લીધે માર્ગમાં ચાલવાનું તેઓને કઠીણ પડતું હતું તોપણ તેઓ ઘણી ગલીકુંચીઓમાં થઇ આગળ વધતા હતા. તેમની ચાલ સ્થિર નહોતી. કોઇ કોઇ જગ્યાએ તેમને ઉભા રહેવાની પણ જરૂર પડતી હતી અને ચાલતા તો ઘડીક ધીરે તો ઘડીક ઝડપથી પણ ચાલતા હતા. વિજળીઓના ચમકારાથી અંધકારમાં કાંઇક ઉજાશ થઇ આવતો હતો અને તેમાં તેઓ પોતાના ગમન માર્ગને જોઇ આગળ વધતા હતા. બન્ને જણા કેટલીક મુશ્કેલીઓ દુર કરી આખરે એક મોટા મકાન આગળ આવીને અટકયા. મકાનના દ્વાર બંધ હતાં અને ત્યાં આગળ દશેક વીર પુરૂષો હાથમાં નાગી તલવાર લઇ પહેરો ભરતા હતા. તેમને જોઇ પેલા બન્ને પુરૂષોએ પોતાના મુખ ઉપર કાળા બુરખાં નાંખી દીધા અને તેમાંથી એક જણ જરા પાસે આવીને બોલ્યોઃ જય શંકર. આ સાંભળી પહેરો ભરનાર વીરપુરૂષોમાંથી એક જણ આગળ આવી બોલ્યોઃ જય શંકર. કહી સામો સંજ્ઞાનો જવાબ આપ્યો અને બોલ્યોઃ આવો આવો. આજે તો કાંઇ તમારી સાથે બીજાને પણ લેતા આવ્યા છો? તેમને પણ અંદર લઇ જવાના છે કે શું?

નહી, નહી; એ બુરખાવાળામાંથી એક આગળ આવી બોલવા લાગ્યો. સરદાર સાહેબની રજા વિના મારાથી તેમને કેવી રીતે લઈ જવાય? હાલ તો હું એકલોજ અંદર જઇશ અને સરદાર આજ્ઞા આપશે તો આમને અહીંથી બોલાવી જઇશ ત્યાં સુધી તે તમારી પાસેજ રહેશે.

ઠીક ઠીક, ત્યારે તમારે અત્યારે એકલાજ અંદર જવું, અને

એમજ વર્તવું જોઇએ છીએ. પેલા પેરા ભરનારામાંથી એક જણે કહ્યું અને આ પેલા બન્ને પુરૂષોમાંથી એક જણને દરવાજે ઉઘાડી અંદર દાખલ કીધો. બીજો જે બહાર રહ્યો તે પ્હેરા ભરનારની પાસે નજીકમાં વખત ગાળવા લાગ્યો અને એટલામાં આજુબાજુ ફરવા લાગ્યો.

અંદર જનાર પુરૂષ કેટલાક દરવાજા ઓળંગી એક મોટા દીવાનખાનામાં દાખલ થયો. દીવાનખાનું મોટા સુંદર ઠાઠથી શૃંગારેલું હતું અને કેટલાક ગાદી તકીઆ બીછાવેલા હતા અને તે ઉપર પ્હોળી છાતી, કાળી આંખ, લાંબી અને વાંકી મુછોવાળા વીર યોદ્ધાઓ તીક્ષ્ણ ચળકતી તલવાર પાસે લઇ બેઠેલા હતા. તેમના વિશાળ કપાળમાં કેશરી શૈવ્ય ધર્મના ત્રીપુંડ ખેંચેલાં હતાં. તેમનાં પ્હેરવેશ ઉપરથી સ્હેજમાં અનુમાન થઇ શકતું હતું કે તેઓ નેપાળના વીર યોદ્ધાઓ છે અને તે સઘળાઓની વચમાં એક વીર યુવાન ભભકાદાર કપડાં પહેરી બેઠો હતો. તેનો ભવ્ય અને વિશાળ ચ્હેરો જોતાંજ તે કોઇ મોટો હોદ્દેદાર હોય એમ જણાતું હતું. વખતે તે નેપાળની સેનાનો સેનાપતી પણ હોય અથવા તો કોઇ ઉંચો દરજ્જો ભોગવનાર વીર સરદાર પણ હોય. ગમે તેમ કહો પણ એટલું તો ખરૂંજ કે અત્યારે તે બેઠેલા સઘળા વીર યોદ્ધાઓનો સરદાર હતો. તે વીરાસને બેઠો હતો અને તેને અનુસરીને સઘળા યોદ્ધાઓ વીરાસનેજ બેઠેલા હતા. સરદારે હાથમાં એક રત્નજડીત મુઠવાળી તલવાર પકડી હતી અને તેની એક બાજુ કેટલાક ક્ષત્રીય જાગીરદારો આવીને બેઠેલા હતા. સઘળાઓની દૃષ્ટિ ભવ્ય ચ્હેરાવાળા સરદાર અજીતસિંહ તરફ હતી એવામાં મુખપર બુરખો નાખી એક પુરૂષને બહાર પ્હેરાવાળા પાસે ઉભો રાખી અંદર આવનાર બીજો પુરૂષ ત્યાં આવી ચઢયો અને સઘળાંઓને નમન કરી બોલવા લાગ્યો.

( અપૂર્ણ. )

# ચાંદી સોનાના દાગીનાની પ્રખ્યાત પેઢી.

PRINGIPAL MART OF SILVER AND ORNAMENTS.

મશીન પૉલીશ અને હેન્ડ પૉલીશ સાથે છેલ્લામાં છેલ્લી ફેશનનું નકસી કામ.

વીસ વર્ષનો અનુભવ જાતી દેખરેખ અને ચોખ્ખો વ્યવહાર.

## સેંકડો જાતનો ફેન્સી માલ બનાવવાનું કારખાનું.

એકવાર જરૂર મુલાકાત લઇ ખાત્રી કરો.

એકજ ભાવ, ખાત્રી, અને ગેરેન્ટીવાળો વહીવટ.

બાહારગામના વેપારીઓ માટે તૈયાર માલની સર્વોત્તમ સગવડ.

## ઓરડરોનો ઝડપથી નીકાલ.

ઠે. રતનપોળને નાકે, દુકાન નં. ૫૨૯૪ અમદાવાદ.

## શીવલાલ દયારામ પંચાલ